# 5 રાનમાં

ધ્રુવ ભટ્ટ

જન્મ : તા. 8-5-1947



ધ્રુવકુમાર પ્રબોધરાય ભટ્ટનો જન્મ ભાવનગર જિલ્લાના નિંગાળામાં થયો હતો. તેમણે ઈજનેરી કારખાનામાં મૅનેજર તરીકે કાર્ય કર્યું હતું. હાલ સેવાનિવૃત્ત જીવન ગાળે છે.

તેમણે 'કર્ણલોક', 'સમુદ્રાન્તિકે', 'તત્ત્વમસિ', 'અતરાપિ', 'અકૂપાર' જેવી સુંદર સર્જકતાસભર નવલકથાઓ આપી છે. 'ખોવાયેલું નગર' તેમનો કિશોરકથાનો સંગ્રહ છે. 'શ્રુણ્વંતુ' અને 'ગાય તેનાં ગીત' નામે બે કાવ્યસંગ્રહો પણ તેમણે આપ્યા છે. તેમની કૃતિઓના અંગ્રેજી, હિન્દી, મરાઠી તેમજ ઉડિયા ભાષાઓમાં અનુવાદો થયા છે.

ચોમાસું આવશે તો આસપાસ કયા કયા ફેરફારો થશે તેવી વાત કલ્પનાઓની હારમાળાથી કવિ આપણને સમજાવે છે. ચોમાસાનો પ્રસાર રાનમાંથી મેદાનમાં, પછી મકાનમાં ને પાનમાં થતાં થતાં આપણા અંતરમન સુધી થઈ જાય છે.

---

ક્યાંક ચોમાસું ગાજે છે રાનમાં,

વાડ પરે સૂતેલી સઘળી લીલાશ હવે નીતરતી





થાશે મેદાનમાં,

ક્યાંક ચોમાસું ગાજે છે રાનમાં...

ઊંચેથી આરપાર સરતું આકાશ હવે ઊતરશે

ધોધમાર હેઠું,



ભીંજાતા વાયરાઓ વહેશે સંદેશા કે ચોમાસું

ધારધાર બેઠું.

કાલ સુધી રહેતા'તા આપણે ને કાલથી તો

વાછંટો રહેશે મકાનમાં,

ક્યાંક ચોમાસું ગાજે છે રાનમાં,

આપણને થાય એવું વાદળને થાય, એવું

ઝરણાંને થાય એવું ઘાસને

આવી ઘટનામાં જે ડુંગરને થાય, થાય નેવેથી

દડદડતા ગામને.

તમને યે થાય ચાલ ટહુકો થઈ જાઉં અને ઝાડ

તળે ગહેકું રે પાનમાં,

ક્યાંક ચોમાસું ગાજે છે રાનમાં...



## શબ્દ-સમજૂતી

**રાન** જંગલ **ધોધમાર** પુષ્કળ, મોટી ધારાઓમાં **વાછંટ** પવનની ગતિની સાથે વરસાદ ન પ્રવેશતો હોય તેવી જગ્યાએ ઊડતા વરસાદના છાંટા **ઘટના** (અહીં) બનાવ, **દડદડવું** (અહીં) પાણી પડવાનો અવાજ **નેવું** છાપરાના છેડા ઉપરનાં નળિયાં જેમાંથી પાણી બહાર પડે છે તે **ગહેકવું** આનંદની મસ્તીમાં આવી પંખીનું જોરથી બોલવું **ટહુકવું** સામા પક્ષીને સંદેશો પહોંચાડવા પંખીનું બોલવું

## ભાષા-સજ્જતા

### સંયોજક

❁ **નીચેની પંક્તિઓ વાંચો.**

- ભીંજાતા વાયરાઓ વહેશે સંદેશા
  ચોમાસું ધારદાર બેઠું.

- ભીંજાતા વાયરાઓ વહેશે સંદેશા કે ચોમાસું ધારદાર બેઠું.
  કાલ સુધી રહેતા'તા આપણે.
  કાલથી તો વાછંટો રહેશે મકાનમાં.
- કાલ સુધી રહેતા'તા આપણે ને કાલથી તો વાછંટો રહેશે મકાનમાં.
  મને તો લાગે છે બચુડાના મામા મામલતદાર છે.
  એને તો મળવાની જ.
- મને તો લાગે છે બચુડાના મામા મામલતદાર છે તેથી એને તો મળવાની જ.

ઉપરની પંક્તિઓ અને વાક્યો વાંચતાં તમને લાગ્યું હશે કે **'કે', 'ને', 'છતાં'** જેવા શબ્દોની મદદથી પંક્તિઓ અને વાક્યો જોડાય છે.

પદ, પદો, પદસમૂહો, વાક્યો કે વાક્યખંડોને જોડવાનું કામ કરતાં પદોને સંયોજક કહે છે. **'ને', 'પણ', 'એટલે', 'તો', 'ત્યારે', 'કે', 'ત્યાં', 'છતાં', 'એટલું', 'અને', 'અથવા'** જેવાં સંયોજકો જાણીતાં છે. સંયોજકોથી પદો, વાક્યસમૂહો, વાક્યો કે વાક્યખંડો જોડાતાં જ નથી પરંતુ ભાષાની લાઘવ સાથેની ચોટ પણ ઉત્પન્ન થાય છે.

## અભ્યાસ

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર માટે આપેલા વિકલ્પોમાંથી સાચો ઉત્તર શોધીને તેનો ક્રમ અક્ષર પ્રશ્ન સામેના ☐ માં લખો.**

(1) 'આકાશ હવે ઊતરશે' એ શબ્દોનો અર્થ એ કે ☐

(ક) આકાશ નીચું દેખાશે (ખ) વરસાદ વરસશે

(ગ) દિવસ આથમશે (ઘ) ધરતીને આકાશ મળશે

(2) વાછંટની શી અસર થશે ? ☐

(ક) પાકને પાણી મળશે. (ખ) દરિયો છલકાશે.

(ગ) ધાબા પરથી પાણી પડવા લાગશે. (ઘ) વસ્તુઓ ભીંજાશે.

(3) વરસાદ સાથે અત્યંત નજીકનો સંબંધ કોને છે ? ☐

(ક) ગાયને (ખ) મોરને (ગ) ચકલીને (ઘ) ગામને

(4) લીલાશ કોના આવવાથી મેદાનમાં આવશે ? ☐

(ક) વરસાદના (ખ) મોરના (ગ) વાયરાના (ઘ) વરસાદના

## 2. નીચેના પ્રશ્નોના ઉત્તર એક-એક વાક્યમાં આપો.

(1) લીલાશ ક્યાં સૂતેલી છે ?

(2) ધોધમાર વરસાદમાં આપણી સાથે કોણ કોણ રહેશે ?

(3) વરસતા વરસાદમાં કોને કોને ઝાડ તળે ગહેકવાનું મન થાય છે ?

(4) 'રાનમાં' કાવ્યના કવિનું નામ શું છે ?

**સ્વાધ્યાય**

## 1. નીચેના પ્રશ્નોના વિચારીને ઉત્તર લખો.

(1) વરસાદમાં ભીંજાવાનો અનુભવ તમારા શબ્દોમાં લખો.

(2) ચોમાસામાં તમારી આસપાસ કયા કયા ફેરફારો જોવા મળે છે ?

(3) મોટેભાગે ચોમાસામાં કયાં-કયાં પક્ષી-પ્રાણીઓના અવાજ સાંભળવા મળે છે ?

(4) તમારા ગામમાં વરસાદ પડ્યો છે. તમારા મિત્રના ગામમાં વરસાદ પડ્યો નથી. તમારા મિત્રને ફોન કરી બંને વચ્ચે કેવા સંવાદો થાય તે લખો.

## 2. નીચેના શબ્દોના સમાનાર્થી શબ્દો લખો.

| | | |
|---|---|---|
| (1) રાન | (2) વાદળ | (3) પાન |
| (4) સંદેશો | (5) ડુંગર | (6) આકાશ |

## 3. સૂચવ્યા મુજબ કરો.

(1) નીચેના જેવો ભાવ દર્શાવવા કવિએ કઈ પંક્તિઓ વાપરી છે તે આ કાવ્યમાંથી શોધીને લખો.

1. વાડ પરની લીલાશ હવે મેદાનમાં આવશે.
2. પલળેલો પવન આપણને ચોમાસું બેસવાનો સંદેશ આપશે.
3. કાલ સુધી આપણે એકલા જ મકાનમાં રહેતા હતા તેમાં હવેથી વાછંટ પણ રહેવા લાગશે.

(2) 1. આ કાવ્યમાં આવતા વાદળ, શબ્દમાંથી નીચેના જેવા શબ્દો બને છે.

વા, વાદ, વાળ, દળ, દવા

2. આવો બીજો શબ્દ છે મકાન. આ શબ્દ પરથી બનતા શબ્દો લખો અને તે દરેક શબ્દોને કક્કાવારીના ક્રમમાં ગોઠવો.

3. આ શબ્દો પરથી વાક્યો બનાવો.

**4. આ કાવ્યનો મુખપાઠ કરો.**

### પ્રવૃત્તિઓ

- વર્ષાગીતોનો હસ્તલિખિત અંક તૈયાર કરો.
- પ્રાર્થનાસભામાં વર્ષાગીતો રજૂ કરો.
- ધોરણ 6માં તમે આ પ્રકારનું કાવ્ય શીખી ગયાં છો, યાદ કરીને લખો.